રક્ષા કરો સૌ જન ગૌમાતની,
પાલન કરેછે અખીલ વિશ્વ પ્રાણી માત્રની.



# જગપાલની ગીતાવલી.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

ઠા. હરીદાસ રામદાસ.

સેક્રેટરી ગૌરક્ષણ સેવા સમાજ.

કીંમત અમુલ્ય.

ધ્યાન કાવ્ય તથા ગુણો પદારથો ઓશધી રૂપે કેમ
ઉપયોગમાં લેવા તેની સમજ સાથે.

# પ્રસ્તાવના.

પરમાત્મા શ્રી ગોપાલ કૃષ્ણની પ્રિય તથા રક્ષા કરાવલી આર્થીક ધાર્મીક તથા વૈદીક કાર્યમાં આદ્ય સ્થાન રૂપ શ્રી ગૌમાતાના ગુણોનું ગાન કરવું એ સમસ્ત મનુષ્ય સૃષ્ટી અને બાલ વૃદ્ધ સર્વનું કર્તવ્ય છે એ સુત્ર ધ્યાનમાં લઇ આ લઘુ પુસ્તક શ્રી જગપાલની ગીતાવલી નામે ગાયનરૂપી રચવા મેં પણ જીજ્ઞાસા કરી છે.

શ્રી ગૌમાતા આર્થીક રીતે જોતાં ખેતીનું મુળ આધાર કે જેના પુત્રો (બળદો) ની સહાયતાથી પૃથ્વીમાંથી ધાન્યની ઉત્પતી થાય છે કે જેનાથી સમગ્ર સૃષ્ટી પોસાય છે.

ધાર્મિક રીતે જોતાં શ્રી ગૌમાતાનું પંચ ગવ્ય ( દુધ દહીં-ઘી-ગૌમુત્ર-છાણ ) કે જેનાથી દેવકાર્ય પિતૃકાર્ય પરિપૂર્ણ થાય છે દેવ તથા પિતૃઓ તૃપ્ત થાય છે. જેનાથી જગદ્ગુરૂ શ્રી કૃષ્ણચંદ્ર સદા પ્રસન્ન રહેછે. તો પછી અન્ય પ્રસન્ન રહેજ એ નિશંક છે.

વૈદિક રીતે જોતાં શરીર પોષણ માટે બાલ્યાવસ્થાથી સંપૂર્ણ જીંદગી સુધી તથા શારીરિક રોગોની ઘણીએક દવા શ્રી ગૌમાતાના દુધની સહાયતાથીજ મનુષ્ય શરીરમાં પોતાની શક્તિ પ્રકટાવી શકે છે. તેમ ગૌમુત્ર પણ ઘણી દવાઓમાં કામ આવે છે.

આવાં સર્વ દૈવી ગુણોના ભંડારરૂપ શ્રી ગૌમાતાની સેવા માટે ગૌબ્રાહ્મણ પ્રતીપાલ ધર્મગુરૂ તથા સમગ્ર જનસમાજને મારી એજ વીનંતી છે કે ઠેક ઠેકાણે ગૌચર જમીનો લઇ દુષ્કાળ સબબ ઘાસની તંગી ન આવે માટે ઘાસ ઉત્પન્ન કરી ભરી રાખવું. પાણીના કુવા, અવાડા વીગેરે પૂરતાં સાધનો કરવાં ગાયોની ઓલાદ સુધારવી ચેપી રોગો ન લાગુ પડે માટે ડાકતરોદ્વારા તપાસ રાખવી. કસાઇઓના હાથમાં જતી ગૌમાતાઓને બચાવવા ગૌશાળાઓ ખોલવી. તથા ગૌસેવા કરનાર જાણીતા માણસો રાખવા ઠેક ઠેકાણે સભા ભરી ગૌરક્ષણ કેમ થાય. તથા તેનાથી થતા ફાયદા વીષે સારા અનુભવી વક્તા રાખી તે દ્વારા ભાસણો અપાવવાં વીગેરે કાર્યમાં લાગણી રહેશે તો પ્રભુ પણ આ ગૌસેવામાં અંતઃર્યામી રૂપે સર્વના હૃદયમાં પ્રેરણા કરશે. જેથી કાર્ય સિદ્ધ થશે. તેથી આ પુસ્તક વાંચીને બેસી ન રહેવું કાર્ય કરવા પોતાનો ધર્મ વિચારી ગૌરક્ષણ સેવા સમાજમાં સભાસદ થઇ મદદગાર થવું. સભાઓ ભરી મોટા બની, તાળીઓ વગાડીને ઉઠી જવામાં કાંઈ કાર્ય થતાં નથી, હીંમતથી કાર્ય કરવાથી થાય છે. તેથી સભાસદ થવાને લવાજમ લાઇફ સભાસદ થવાના રૂ. ૧૫) અને ઓરડીનરી સભાસદ થવાના વારસીક રૂ. ૧ા સવા છે.



# અર્પણ પત્રીકા.



શ્રી ગૌબ્રાહ્મણ પ્રતીપાલ શ્રીવલ્લભકુલ ભૂષણ વૈષ્ણવજન
પ્રિય શ્રીબાલકૃષ્ણ પ્રભુ સેવા પરાયણ વિદ્યા વિલાસી
ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રી ગોકુલનાથજી મહારાજના
ચરણ કમલમાં કોટાન કોટી સાષ્ટાંગ દંડવત્
પ્રણામપૂર્વક શ્રી જગપાલની ગીતાવલી
નામનો ગૌસેવાનો લઘુગ્રંથ ગાયનરૂપે
યથામતી આપને અર્પણ કરૂં
છું તે સ્વીકારી કૃતાર્થ
કરશો એવી
આશા
છે.

લી. સેવક હરીદાસ રામદાસ.

## ગાયન.

રાગ—મધુર સ્વર કયાંથી—તાલકેરબો

કૃપાકરો કીરતાર અમોપર કૃપા (૨) હે પ્રભુજગદાધાર—અમો૦
તારી કૃપાવીનાં. પ્રભુ—અમથી કાંઇ ન થાય
પણુજો તું હી કૃપાકરેતો—રંકબની જાયરાય—અમો૦
સાચા હે સેવક તાહેરા—કદીએ ન થાય નીરાશ
એમ અમો મન માનીએ—પૂરો મનની આશ—અમો૦
કરજોડી જન સૌ અમે—નમીએં તુજનેશીશ
જાદવ માગે એટલું—હે જગના જગદીશ—અમો૦

---

## श्री-गौमाताना-दैवी स्वरुपनुं वर्णन.

॥ पृष्ठे ब्रह्मा गले विष्णु-मुखेरुद्रः प्रतिष्ठितः ॥
॥ मध्ये देव गणा सर्वे-रोमकूपे महर्षयः ॥
॥ नागपुच्छे खुराग्रेषु-येचाष्टौकुल पर्वताः ॥
॥ मुत्रे गंगादयोनंद्यो-नेत्रयोः शशीभास्करौ ॥
॥ एतेयस्याः स्तनोदेवाः साधेनुर्वेदास्तुमे ॥
॥ वर्णितं धेनुमहात्म्यं-व्यासेन श्रीमतातिमदं ॥

શ્રીકૃષ્ણ પરમાત્મા પણ કહે છે. જે હું ગાયોમાં જ રહું છું. ગાયો મારી આગળ પાછળ અને મધ્યમાં છે.

गावोमें अग्रत् संतु–गावोमें संतु पृष्टत्ः ।
गावोमें रहृदये संतु–गवां मध्ये वसामहृयं ॥

**श्री गौमातानुं ध्यान.**

છંદ—શાર્દુલ વિક્રિડીત—

જેના દર્સન માત્રથી દિલ મહીં આનંદ દેખાય છે
તેના તો ઘૃતને પવીત્ર પયથી આ સ્થુલ પોષાય છે
આપે એ ફલ કામધેનુ રૂપ જો ખંતેથી સેવાયએ
તે માતા ગૌને અમો પ્રણુમીએ દેશોન્નતી મૂળજે

લે. વિષ્ણુરામ વસનજી શર્મ્મા.

---

**दोहा.**

सृष्टिके सब भारको–रही शीशपर धार ।
सोमाता व्याकुल विकल–करती होई पुकार ॥
जगतारन अगनजारन–भंजन धरणीभार ।
सकल देव तनमें बसे–कीयो वेद निरधार ॥

---

ગાય સેવા એજ સૌનું કાર્યને કર્તવ્ય છે
ગાય સેવા એજ સૌનું જીવનને આધાર છે

(શા માટે શ્રમ કરે સતી તુજ પતી ભક્તી સાચી—એરાહ)

શામાટે સૌજનો હૃદયમાં પ્રેમ નહીં આણો
મટાડો ત્રાસ ગૌમાનો—(૨)—શામાટે

**સાખી.**

ત્રાસ ત્રાસ પોકારતી—વહે અશ્રુની ધાર
સ્થિતી થઇએ માતની-થશો સાહે મોરાર

થશો સાહે એમાં મોરારી—નામ ધરાવ્યું છે ગીરધારી
તે માટે સૌ જનો હૃદયમાં પ્રેમ જરા આણો....૨. રા.
મટાડો ત્રાસ ગૌમાનો—શામાટે

**સાખી.**

રક્ષા કરવા કારણે—કૃષ્ણ થયા ગોવાળ
નામ ધરાવી ગોપાલનું—ગીરીવર તોલ્યો વાર

તોલ્યો ગીરીવર અંગુલી ઉપર—માન ઉતાર્યું પલની અંદર
કોપ્યો ઇંદ્ર તે વાર કરૂંશું—કરે મન વિચાર.
વસેલા જ્યાં શ્રીકૃષ્ણ અવતાર....શામાટે

**સાખી.**

તજો ઊંઘ આલસ સહુ—રક્ષા કરવા કાજ
હીંમત કીંમત ધૈર્યથી—થાઓ સહુ તૈયાર

કરો કાજ કરવા તૈયારી—ધરો હસ્ત સૌ ધ્વજ હીતકારી,
રાખોમન અભિમાન—કરવા ગૌરક્ષણનું કામ...શામાટે.

## સાખી.

હિંદુ—મુસ્લીમ—પારસી—કહે વર્ણ જે ચાર
આપે સૌને માતાએ—ગણે નવ ભેદ લગાર
ગણે ભેદ નવ તેમાં કાંઇ—રાખે સહુને એ સુખમાંહીં,
સુણી સજ્જનો એ વાત—કરવા ગૌરક્ષણનું કાજ....શામ ટે.

## કવાલી.

રે હિન્દનાવીર સૌ બેટા
વિદેશી ફેશનના ચેટા—રે હિ-દ૦
છોડો સૌ વિદેશી કપડાં
પહેરોને ખાદીનાં કપડાં—રે હિન્દ૦
છોડોને ચાહના પ્યાલા
ગાઓ સૌ સ્વરાજ્યના ખ્યાલા—રે હિન્દ૦
કરો જગ માતની સેવા
પામો સૌ સ્વરાજ્યના મેવા—રે હિન્દ૦
માગ્યું ફલદે એજ કામ ધેનુ
વધે બલ પય પીધે એનું—રે હિન્દ૦
ભૂમી ગોચર ખરીદો ચરવા
થશો લાયક સ્વરાજ્ય કરવા—રે હિન્દ૦
કહે હરી વીનવી સૌને
પ્રેમે પાલોને માત ગૌને—રે હિન્દ૦

### રાગ— (ઝેર ગયાં ને વેર ગયાં એ)

સર્વ જનો શું સુઇ રહ્યા છો—પાલન ગૌનું કાં ન કરો,
માખણુ મીસરી દૂધ દહીં ઘૃત—પી નીજનું શું પેટ ભરો—ટેક
ખેતી વાડી સુખ સંપતનું સાધન—ધાન્ય વસ્ત્રનો એજ ઝરો,
ગૌપાલનનાં ઉત્તમ કાર્યો—તન મન ધન ખરચીજ કરો-૧-સ.
સંકટ કંટક આવી પડે પણુ—લેશ માત્ર મનમાં ન ડરો,
ઠામ ઠામ ઉપદેશ દઇને—હીતકારીધ્વજ હસ્તધરો—૨ ॥
સંપત સરવે ચાલી ગઇને—ધીર ધરો કાં સર્વ નરો,
સદ વિદ્યાનો બોધ દઇને...ગૌપાલનથી દુઃખ હરો—૩ ॥
પરદેશીને સર્વ પ્રજા સૌ—સંપ રૂપ સમશેર ધરો,
ગૌહત્યા આ પૃથ્વીમાંથી—અટકે તેજ ઉપાય કરો—૪ ॥
ચેતો ચેતો સર્વ બાંધવો—ધૈર્ય હવે તમે કેવું ધરો,
પ્રાણુ જાય છે દીન ગાયના—જોઈ રહ્યા શું સર્વ નરો—૫ ॥
આપે છે તે અન્ન પદારથ—પોષાયે છે સર્વ જનો
કહે હરી ઉર પ્રેમ આણી—ગૌપાલક વીર સર્વ બનો-૬-સર્વ જનો

---

ગાય કેટલી ઉપયોગી છે તેથી તેની જે બોલાવવા વિશે.

જે જે બોલો સૌ જનો આ જગત જનની ગૌમાતની,
આપેછે સૌને એક સરખી અમૃત પયની વાટકી.
નથી જોતી કોઈમાં ભેદ હિંદુ મુસ્લીમ ઇંગ્લીશ કે પારસી,
કહે હરી ઉર પ્રેમ આણી રક્ષા કરો ગૌમાતની.

## પ્રભુ પાસે ગાય અરજી કરેછે.

### ગઝલ હિંદુસ્થાની.

દયા કરો જગરાજ આજ, અનાથ હમ ગૈયાંકે પર,
કઇ રોજસે મરતી હય હમ, અબતો લીજે હમરી ખબર.–દ.
ક્યા કસૂર હમસે હુઇ, કે બેગુના હોતા મરન,
ઇન્સાફ કોઇ કરતા નહીં, ન આપભી લેતે ખબર.–દ.
લીખના નહીં હમ જાનતી, ન બોલના માલૂમ હય,
અફસોસ યહ કયસા જૂલમ, ગુજરતા હય હમપે જબર.–દ.
હીંદુ મુસલીમ પારસી, સબકો પીલાતી હું મેં દુધ,
લાચાર હમ કિસ્સે કહે, ગમસે ફુટે હરદમ જીગર.–દ.
હમરીહી જાનપે સબી, ખુશ વખ્તમે રહતે સદા,
તોબી કીસીકોં હે નહી, હમ ગરીબોંકી કદર.–દ.

---

### રાગ ભૈરવી.

સૌજનો ધર્મ કર્મ સંભારો, સૌ ગૌસેવા વૃત ધારો—ટે.
જ્યારે ગીરીમાં ગાયો ચરતી, ત્યારે નિર્ભય થઇને ફરતી
કૃષ્ણ ગોવિંદ ગોપાલ મુરારી, આનંદે ચારી ગીરધારી
એજ ધર્મ મર્મ સંભારો સૌજનો, ગૌસેવાવૃત ધારો
પ્રભુને અતી વહાલી છે ધેનું, વ્રંદાવંન વગાડીવેણું
વૃષ્ટીકીધી જ્યારે ઇન્દ્રે, રક્ષાકીધી ત્યારે નંદનંદે
પૂર્ણ કામના દિલીપની કીધી, સેવા કરી પામો રિદ્ધિ સિધીઃ
એજ ધર્મ મર્મ સંભારો. સૌજનો ગૌસેવા વૃત ધારો.

## કવાલી.

પાળો સૌ ગાયોના વૃંદો, આપેછે સુખ આનંદો,
ગાયો સૌ ગુણોના છંદો, છોડાવો ગળાના બંદો—પાળો.
કીધી સેવ નંદના નંદે, ફર્યા છે ગાયોના સંગે,
ધાર્યો છે ઝીરી સ્વઅંગે, લઈ ગોવાળીઆ સંગે.....પાળો.
કરો સો ગાયની સેવા, આપે અમૃત તણા મેવા,
આપે છે દુધનાં ઝરણાં, ખાઇને ઘાસનાં તરણાં...પાળો.
ગુણોછે ગાયમાં ભારી, સહુ લ્યો ધ્યાનમાં ધારી,
આપુંછુ પથ્ય હીતકારી, કરો રક્ષા સહુ મારી... પાળો.
ખુટે નહી ધન તે માટે, ખરચો ગાયોના માટે,
કહે હરી સર્વના માટે, બચાવો સુખના માટે....પાળો.

---

રાગ પ્રેમની પ્રેમની પ્રેમની એ...

ગાયછે ગાયછે ગાયછેરે ધન ધાન્ય તણું મુળ ગાયછે—ટેક.
પાયછે દુધ માના સરીખું ગુણ તેના તો ગવાયછે રે....ધન.
ભેંસનું ભારીને બકરીનું હલકું ગાયનું નિર્મળ કહેવાયછેરે. ધ.
દુઃખ દરદનો નાશ કરેછે સર્વનો એ અભિપ્રાયછે રે...ધ.
ગાય પોસાય તો ખેતીવાડીને દેશમાં આબાદી થાયછેરે....ધ.
બળદો થાય વળી બહુ બળવંતા વાહનને હળમાં જોડાયછેરે....ધ.
ખેતી નીપજનું દ્વાર ખરેખર પ્રાણી માત્ર પોષાયછેરે....ધ.
દુધ દહીં અન્ન વસ્ત્રો મળવાથી સૌ જનો રૂષ્ટ પુષ્ટ થાયછેરે.. ધ.
ધરી આશ હરીદાસ વીનતી કરે છે ગાય સેવાથી સુખ થાયછેરે.

## આપણે પઇસા કેટલા ઠેકાણે ફોકટ ગમાવીએ છઇએ અને ખરો ધન જે ગોધન તેના માટે કેટલા બેદરકાર છઇએ.

નાટક ચેટક રંડી નાચે, ભાંડ ભવાઇમેં તન મન ધન ગુમાતે હો,
ગૌરક્ષાકા નામ સુનતહીં, તન મન ધન છુપાતે હો.
સીનેમેટોગ્રાફ ફેન્સી ફેરમેં, ધન સંપત ક્યો ખોતેહો,
ગૌરક્ષાકા નામ સુનતહીં, ધન સંપત નહીં પાતેહો
સર ખીતાબ લેનેકે ખાતર, જર જમીન લુટાતે હો,
દુધ દહીં ઘૃતસે અપના, તનમન પુષ્ટ બનાતે હો.
દુઃખ દેખ ગૌમાતકા, અપના જી નહીં જલાતે હો,
ઠેક ઠીકાને કરો ગૌશાલા, જો અપના સુખ ચહાતે હો.
સોડાલેમન સેંટ લવંડર, પાન મદીરાસેં તનમન જલાતે હો,
પંચ ગવ્ય અરૂ દુગ્ધપાનસેં, કયોં નહીં દીવ્યબનાતે હો.

---

( ચા પીવાથી કેટલો નુકશાન છે અને દુધ છાશથી કેટલો ફાયદો છે. )

જો પીએ ચાએ, તો સર્વે રોગ થાએ.
જો પીએ છાશ, તો સર્વ રોગ નાશ.
જો પીએ દુધ, તો આવે બલને બુધ.
જો પીએ દહીં, તો ધુજાવે મહી.

**મોહલે પધારો માહારાજ મણીગર—એ રાગ.**

સહુજન સાંભળો શીક્ષાસાર, સજન જેમાં હીતતમારૂં
થાયે સુખમય આ સંસાર, માનો એક વાક્યજમારૂં-ટેક-૧

સાખી.

ગોબ્રાહ્મણ પ્રતીપાલનું, નામ ધરાવો આપ
જય ગોપાલ વદોવલી, અતી ઉત્તમ શબ્દ અમાપ–સજન-૨

સાખી.

પણ એ નામ પ્રમાણમાં, થતાં નથી કંઇ કાજ
ગાય ગરીબ રિબાયછે, તેની દીલે નમલે કંઇ દાઝ સજન-૩

સાખી.

વાડી ગાડી લાડીમાં, થઇ મહા મગરૂર
પોષી નિજના પિંડને, માનો પાખંડ અવર જરૂર-સજન-૪

સાખી.

ખાતાં પીતાં ખેલતાં, ખોયો દિવસને રાત
ગંદી દેહના મોહમાં, કરે મમતા ભર્યા ઉતપાત-સજન-૫

સાખી.

ગૌસેવા કરવા થકી, તરશે સકલ સંસાર
સફળ થાયે આજન્મપણુ, જડ જનને સમજ ન લગાર-સજન-૬

સાખી.

જીવ દયાથી સર્વદા, થાશો પરમ પુનીત
જશે દુર્દશા દેશની, પ્રભુ પ્રેરશે સુમતી ત્વરીત-સજન-૭

સાખી.

વાણી બુધ્ધી ચિત્તથી, સોધોસાર અસાર
ઘર ઘર ગાય પળાયતો, થાય અવશ્ય ઉધ્ધાર-સજન-૮

રાગ—વ્રજવહાલુંરે વૈકુંઠ નહિં આવું.—એ.

જરી તો દયા ધરી સુણો સહુ જનોરે,
સેવા ગૌતણી કરો સુધીર તો બનોરે—જરી.
કર્યું માતનું સ્તનપાન, બાળ વય મહીંરે.
નિભાવી જીંદગી જે, ગાય દુગ્ધ વિણુ નહીંરે.
મળે સુકનમાં તો થાય કાર્ય સિધ સહીરે—જરી.
ખાવું પીવું ઓઢવું ને પહેરવું ગમેરે,
ટાઢ તડકો ને વર્ષા તમને દમેરે.
બચાવો ગાય બચો તમે જેમ તે સમેરે—જરી.
કરોએ પ્રમાણે સદા ગાય સેવનારે
પામશો તમે સુખો દેવાધી દેવનાંરે
ખરૂંસુખ ગણો તે નહીં મળે એ વિનારે—જરી.

**લે. વિષ્ણુરામ વસનજી શર્મ્મા.**

---

## પ્રજા પાસે ગાય અરજી કરેછે.

### રાગ ભૈરવી ગઝલ.

મરતી બચાવો ગાયને, પી દુધ શું ભુલી ગયા,
કહીને માત જીભથી, કૃતઘ્ના શું હવે થયા.—મરતી.
જનેતા દુધ પાયછે, બહુ તો વર્ષ બે લગી,
પરંતુ ગાય તો હંમેશ પાય છે ધરી દયા—મરતી.
પ્રભાતમાંજ બાલકો દહીં કે દુધ માગશે,
પછી કયાંથી આપશો, એ કામધેનુ કે જયા—મરતી.
તમારી રહાય જે કરે, તમે શું તેની ના કરો,
બતાવો એવું હોય તો, લખ્યું છે શાસ્ત્રમાં કયા—મરતી.

## કવાલી ભૈરવી.

---

સુણો સજ્જનો દિલધારી, સ્થિતિ ચાલતી અમારી–ટેક.
જનમી જગમાં સમેજે, સ્તનપાન માતનું છે,
તમને બધી જીંદગીએ, પયપાન કોણ દેછે.....સુણો.
દિવસોજ હોય સારા, પાળો તમેજ પ્યારા,
દુષ્કાળે દીયો નિકાલી, થાઓ ન કોઈ વાલી....સુણો.
જીવતાં તમને નિભાવું, મરતાં ચર્મ આપી ભાવું,
કરશે કહો કોણ આવું, તોએ મનમાં ન આવું....સુણો.
વધતો કરે અમારો, ત્યાંથી તમો ઉગારો,
કરશો એ ધર્મ પ્યારો, ઉદધી દુખેથી તારો....સુણો.
પ્રભુએ અમારે સારૂ, ગોપાલ નામ ધાર્યું.
લાગ્યું નવનીત પ્યારૂં, પણ એ તમે વિસાર્યું.....સુણો.
વારે અમારી ધારો, કલી દોષ તેના નારો,
જન્મ મર્ણ દુઃખ જાશે, પ્રભુને શરણે જવાશે.....સુણો.

**લેખક વિષ્ણુરામ વસનજી શર્મા.**

# ભુખે મરતી ગાયની દશા.

(દશા આ શી થઈ મારી કરમની છે ગતી ન્યારી) એ રાગ.

ધુરંધર વીર જુઓ ધારી–પીડાય આ ગૌ માહાભારી,
વીમાશી મુખ પોકારી–બીચારી ગાય ઉપકારી.—ધુરંધર

સાખી.

ચારા કાજ ફરતી ફરે–ગર ગર દુર્બળ ગાય,
પડે ત્રાસ મોઢું ભરે–માર બધાનો ખાય.
પડે બહુ દુઃખ તે માટે–જુરે જઈ વાટમાં ઘાટે,
નીવારો દુઃખનો ભારો–ખવાડો સુકો નીરો ચારો.—ધુરંધર

સાખી.

હાડતણું પીંજર દીશે–કુવા નેત્રની માંય,
પાયધરી અથડાઇ પડે–નીર નેત્ર વહી જાય.
દેખી આ દુઃખ દયા ધારી–જીવાડો ગાય ગુણકારી,
મનુષ્યનો ધર્મ વીચારી–દયા ધન વાપરો ભારી.—ધુરંધર

સાખી.

ગરીબ ગૌ માતા તણી–સૌજન લ્યો સંભાર,
ખડ પાણી અર્પો ભલા–દાતા દીન દયાળ.
સ્વીકારો સેવ છે સારી–સમય બળવાન લ્યો ધારી.
ખુટે નહીં ધન ઉપકારી–નદીનું નીર વહે દાહડી.—ધુરંધર

# ગાય માતાનો સંદેશો.

## ક્ષત્રી કલંક રાગ.

રક્ષા કરો સહુ જન—સંદેશા પર ધ્યાન દીયોરે.
કરવું હોય વીર એ તન— ”
સંપ કરો મારા તન— ”
ધન ધાન્યથી થાઓ પ્રસન્ન— ”
દુધ દહીં પીયો મારા તન— ”
પુત્રો થાએ કુળ દીપન— ”
મમ પુત્રોથી થાએ અન્ન— ”
ખરીદો ચરવા જમીન— ”
તેથી થાસું અમે પ્રસન્ન— ”
એ અરજ સુણો સૌ જન— ”
તો થાએ અમારો જતન— ”
સૌ જન કરજો સંપ— ”
રક્ષા કરી લેજો જંપ— ”
એ હરી તણી વીનંતી— ”
સૌ રાખો સારી નીતી— ”

# મોટરોવાળાને ચેતવણી.

ગઝલ.

વાહ, મોટર દેવી વાહ, વાહ, વાહ, (૨)
તારી ઉપરે ચાલે દાવા
પાંચ હજારનું પાણી કરાવે
તુંને પેટરોલ જોઇએ ખાવા (૨) મોટર દેવી.
પાંચ કલાકમાં પુને પોચાડે
તારા ગુણ શું બેસું ગાવા (૨) મોટર દેવી.
હાલતાંને ચાલતાં હઠ કરી બેસે
અધ રસતે માંગે ખાવા (૨) મોટર દેવી.
તું ભું ભું કરે તો સહુ જન ભાગે
શેઠ શાહુકારોને બાવા (૨) મોટર દેવી.
જોગી ભોગીને તેં ભરમાવ્યા
શંક જોઇ જોઇ બેઠા રોવા (૨) મોટર દેવી.
તારી આવકથી દેશની દોલત
પરદેશ માંડી છે જાવા (૨) મોટર દેવી.
મોટરો મુકીને ગાયોને પાલો
સુખ દહીં દુધ મલશે ખાવા (૨) મોટર દેવી.

# ખાદીની બલીહારી.

## ગઝલ.

વાહ, ખાદી તારી બલીહારી
તારી ટોપીઓ લાગે સારી (૨) વાહ ખાદી.

નાના મોટા સહુ પેરવાને લાગા
તારી શોભા બની બહુ ભારી (૨) વાહ ખાદી.

વજનમાં હલકી કીમતમાં સસતી
તારી ખપતી જાગી ભારી (૨) વાહ ખાદી.

મોજી પુરૂષોના મન હરી લીધા
મોજ શોખને નાંખ્યા મારી (૨) વાહ ખાદી.

ઘરો ઘર રેંટીઆ ફરવાને લાગા
સુતર કાંતે છે નરને નારી (૨) વાહ ખાદી.

વીદેશી કપડાં વીદાય કીધાં
વીર પુરૂષોએ વાત વીચારી (૨) વાહ ખાદી.

મીલોમાં જોઇએ પટાને ચરબી
તેથી ગાયો મરે છે બીચારી (૨) વાહ ખાદી.

ફેશનને કેનસલ કરવાનું નકી
ગામો ગામમાં થઇ તઇયારી (૨) વાહ ખાદી.

હાથના વણેલાં વશત્રોને પેહરો
સુખી થાશો સહુ સંસારી (૨) વાહ ખાદી.

ખાદી પહેરોને બરવા ગટારો
શાહે થાશે ગોવરધન ધારી (૨) વાહ ખાદી.

મોનજી માવજી ભગત.

# ગાય ઉપયોગી અને મહતાભરી કેટલી છે.

## હરીગીત.

પ્રાણી તણી સૌ જાતમાં—ગાયો સકળથી શ્રેષ્ટ છે,
મળે જન જીવન માટે—દુધ દહીં માટે જેષ્ઠ છે.
વળી તેથી તેના ઉપરે—દયા ધર્મની લાગણી,
જે જે બોલો સૌ જનો—ગુણુવંતી ગૌ માતા તણી. ૧ જે.
જેના થકી રસ કશ વધી—દુધ છાશની નદીઓ વધી,
તુજથી નીપજે બેલ બલવંત—હીંદમાં જેથી ખેતી વધી.
તુજ સમ જોડી જડે નહીં—ખરી માતા સૃષ્ટી તણી,
જે જે બોલો સૌજનો—ગુણુવંતી ગૌ માતા તણી. ૨ જે.
પયપાન કરાવી સર્વને—નીરબળતા સર્વની હરે,
જે જન તારી સેવા કરે—નીશદીન આનંદમાં ફરે.
સૌને વીનવી કહે હરી—એ છે અરજ અમ તણી,
જે જે બોલો સૌ જનો—ગુણુવંતી ગૌ માતા તણી. ૩ જે.

---

## ગોપ અષ્ટમીને દાહેડે શ્રી કૃષ્ણ ગાય ચરાવવા જાય છે.

### રાગ સારંગ.

મૈયા ગાય ચરાવન જેહોં
તું કહે મેહેર નંદ બાબાસો બડો ભયો ન ડરેહોં—મૈયા.
શ્રીદામા દે આદી સખા સબ ઓર હલધર સંગ લેહોં
દહયો ભાત કાવર ભરી લેહોં, ભુખ લગે તબ ખેહોં—મૈયા.
બંસી બટકી સીતલ છૈયાં ખેલતમેં સુખ પેહોં
પરમાનંદદાસ, સંગ ખેલો શ્રી યમુના જલ અચૈયોં—મૈયા.

---

## દીવાળીને દાહડે શ્રીકૃષ્ણ ગાયને ખેલાવે છે.

### રાગ સારંગ.

ગાય ખીલાવત સ્યામ સુજાન–કુકે ગ્વાલ ટેંર દે હીડી બાજત
વેણું વીષાણ—ગાય ખીલાવત.
કીયો હેં શૃંગાર ધેનુ સગરીનકો કો કહી શકે બખાન
ફીર ફીર ફીરત પુછ ઉન્નત વ્હેં કર કર સુધે કાન–ગાય ખીલાવત.
પાય પેંજની મેંદી રાજત પીઠ પુટરકે પાન
કુંભનદાસ ખેલી ગીરધરપે જીહીં વીધી ઉડી ઉડન–ગાય ખીલવત.

---

## શ્રી કૃષ્ણ ગાયોમાંજ રહે છે અને આગળ પાછળ ગાયજ છે.

### રાગ પુર્વી.

આગે ગાય પાછે ગાય ઇત ગાય ઉત ગાય
ગોવીંદકો ગાયન મેં રહી વોરી ભાવેરી—આગે ગાય.
ગાયન કે સંગ ધાવે ગાયન મેં સચુ પાવે
ગાયનકી ખુર રજ અંગ લપટાવેરી—આગે ગાય.
ગાયન સોં બ્રજ છાયો વકુંઠ બીશરાયો
ગાયન કે હેત ગીરી કરલે ઉઠાંવે—આગે ગાય.
છીન સ્વામી ગીરધર શ્રી વીઠલેશ વપુ
ગોપાલકો ભેખ ધરે ગાયન મેં આવે—આગે ગાય.

---

## શ્રીકૃષ્ણ ગાય દોવા જશોદા પાસેથી દોહની માગે છે.

### રાગ બીલાવલ.

દે મૈયારી દોહની દુહી લાંઉ ગૈયાં,
માખન ખાયે બલ ભયો મોહી નંદ દુહૈયાં—દે મૈયારી.
સંદુર કાજર ધુમરી ધોરી મેરી ગૈયાં,
દુહી લાંઊ તબ તુરતહી મોહે કરદે ધૈયાં—દે મૈયારી.
ગ્વાલનકે સંગ દુહતહોં બુઝો બલ ભૈયા,
સૂર નીરખ જનની હસી તબ લેત બલૈયા—દે મૈયારી.

## ગાય ઉપર દયા લાવવા વીસે

ગાય પરે દયા લાવોરે—ભારતના વાસી ગાય પરે દયા લાવો
સુખ સંપતીને સીઘ્ર બચાવો બચાવોરે—ભારતના વાસી
ગાય દેશનું જીવન સાચું—સ્વદેશનું એ ધન છે સાચું,
કરજોડી હું કહુ છું સાચું સાચુંરે—ભારતના વાસી.
કામધેનુ ભારતની માતા—દુધ દહીં ઘૃતનીએ દાતા,
થઇએ જેનાથી રાતા માતારે—ભારતના વાસી
દયાભરી દૃષ્ટીએ નીહાળો—ધર્મ વતીએ ધર્મ સંભાળો,
કસાઈ કરથી ગાય બચાવો બચાવોરે—ભારતના વાસી.
પાપી જનથી પ્રાણ બચાવો—વધથી અમને મુકતી અપાવો,
વારે હીંદ વાસી ધાવો ધાવોરે—ભારતના વાસી.
ગાયોના સંકટ લેવા કાપી—ગૌરક્ષણ સેવા સમાજ સ્થાપી,
સભાસદ થવા સહુ આવો આવોરે—ભારતના વાસી.



# ગાય આજે પણ ખરી કામધેનુ છે કારણ એના વગર કોઇબી રીતના સુખ નથી.

## કવાલી.

પરમ ઉપકારી ગૌમાતા–ખરેખર કામધેનુ' છે.
કરાવી પાન સુધ પયનો–અખીલ વીશ્વને એ પોશે છે—પરમ.

તમારૂ ધન તમારૂ અન્ન–તમારૂ સુખને વૈભવ.
વીચારો અ'તરે ઉ'ડા–ભારતની લાજ લક્ષ્મી છે—પરમ

કરે ખેતી બળદ જ્યારે–વસ્ત્રને અન્ન પાકે છે.
હણાયે બીન અપરાધે-બીચારી એ કામધેનુ' છે—પરમ.

અહો હીંદુ મુસલમાનો–બચાવો પારસી પુત્રો.
કહુ છુ' સરવેને સાચુ'-બચાવો ગાય લક્ષ્મીને—પરમ.

આ ભારત રૂપી હોડીમાં–બેઠા છઇએ સઉ બ'ધુ.
કહે છે દાસ ભારતનો–બચાવો એ કામધેનુ'ને—પરમ

## કવીત.

સુનો ભારત નીવાસી જન એહી સીક્ષા હમારી હે,
ગૌ એક રત્ન હે જગમે-પદારથ દેન હારી હે—સુનો.
કરો એક ચીત તન મનશે-જહાંતક હો શકે તુમશે,
કરો ગૌ માતકી રક્ષા-ઇસીપર દુખ ભારી હે— સુનો.
ગૌકા દુધ નીત પીવે-નહી કોઇ રાગ તન હોવે,
બઢે બલ રૂપ રંગ યૌવન-સભી ગુણોસે સુખારીહે—સુનો.
ગૌ કે પુત્ર કે ગુણ બલકી,-પ્રશંસા કયા કહુ તુમશે
કમાદે અન્ન ધન ભારતમે-ઓર સબીકા સ્તારી હે—સુનો.
બચાવો ગાય નહી અબ સબ-તો ભારત ઉત્તરી હે,
વીના અપરાધ હોતી હે-કતલ નીત જારી હે—સુનો.
બહુત નહી દુધ ઘૃત હોવે-ખેતમે અન્ન કમ હોતે
ગૌ વધસે અપના ભારત-દીનો દીન ખુવારી હે—સુનો

# શ્રીકૃષ્ણ રોજ ગાય ચરાવવા લઇ જાએ છે પાછા સાંજના ઘેરે આવતી વખતે ગાયોને નામ લઇને બોલાવે છે.

## રાગ પુર્વી.

ગોવીંદ ગીરી ચઢ ટેરત ગાય-ગાંગ બુલાઇ ઘુમર ધારી ટેરત
બેણું બજાય—ગોવીંદ ગીરી
શ્રવણ નાદ સુન મુખ તૃણધર સબ ચીતઇ શીશ ઉઠાય
પ્રેમ વિવશ વ્હે હુંક માર ચહુ દીસતે ઉલટી ધાય-ગોવીંદ ગીરી
ચતુર્ભુજ પ્રભુ પટપીત લાયકર આનંદ ઉર ન સમાય
પોંછત રેણું ધેનુ કે મુખતે ગીરી ગોવરધનરાય-ગોવીંદ ગીરી.

## કવાલી.

સાજન સાંભળો વીનંતી—તમારી વીસ્વ માતાની
વહે છે ભાર મમ પુત્રા—સહે છે તાઢ ને તડકો
પુત્રા દુઃખેથી મનમાં—નીશદીન થાયે છે ભડકો
તપાસો કર્મનું ખાતું—વધે છે પુણ્ય કે પાપો
સૌનુ ધર્મ એ છે કે—સરવૈયું રાખવું ચોખું
ફના થાસે ધનને કાયા—રાખો અમ ઉપરે માયા
સુખી થાસો ધન ધાન્યથી—કરો સેવા ખરા મનથી

# ગાય માતા ગરીબ થઇ ભારત પુત્રોને બચાવવા સારૂ પ્રારથના કરે છે.

હું છું ગરીબડી ગાય-બચાવો મુંને હું છું ગરીબડી ગાય.
ભારત જીવન ખેતીવાડી પર તેની આબાદી થાય—બચાવો.
મારા પુત્રો અતી બળવંતા-જેની વજર સમ છે કાય
તેના પ્રતાપે ભારત જનોને-અન્ન વસ્ત્રા પુરાય—બચાવો.
દુધ દહીં ઘી છાશ વીનાનાં આપનાં શરીર સુકાય
બળહીન થઇને કેવા ફરો છો શું દુધમાં પાણી પીવાય—બચાવે.
મારા છાણને મુત્ર અતી છે ઉપયોગી-ખેતીને ઘરમાં વપરાય
તમારા મળ મુત્રના દુરગંધથી-પલેગ કોલેરા થાય—બચાવો
હું અપરાધી શી રીતે ગણાઉં જે મારો વધ થાય
હીંદુ મુસલમાન પારસીને ખ્રીસ્તી-કરજો મારો ન્યાય—બચાવો.
રામે પાળી કૃષ્ણે ચરાવી-ભારતમાં ઠામો ઠામ પુજાય
ગૌાજન ગઉચર જમીન માટે-કરોને કંઇક ઉપાય--બચાવો.
અમીર અકબરે મુજને બચાવી-અલ્લા અકબર કેવાય
ખુદાના ખાતર મુજને બચાવો-તો રૂડું તમારૂં થાય—બચાવો.
જશાવળા જબલપુરવાસી-કરતા મારી સહાય
પારસી સુપુત્રો સર્વે જાણે છે જે ગાય અમારી માય—બચાવો.

જય ગોપાળ ગોપાળ વદો સૌ-મુખે બોલે શું થાય
ગૌ પાલન જે કરીને બતાવે-તે ગૌ લોક વાસી થાય—બચાવો.
તેત્રીશકોટી હીંદના હીરા-રક્ષા કરવાને મુંજાય
જીવન દાતા માતા છતાં હું-રડી રડી લાગુ પાય—બચાવો.
ભુખના દુઃખથી હું તો રીબાઉ-તમથી ગૌચર ન લેવાય
દુશકાળે મુંને દર બજારે-સસતી કીમતે વેચાય—બચાવો.
દયાળુજન જે દયાજ કરશે-તો હીંદનો ઉદય થાય
ભક્ષણ તજાવી રક્ષણ કરશો-તો સહુજન સુખી થાય—બચાવો.

---

### દોહા.

ગૌ સેવક નીતકે બનો કરો સેવા તતકાળ,
સર્વ સુખ સંચય કરો બનો પ્રભુ કે લાલ.
ઉદય ભાગ્ય ઉશ નગર કે ગૌ સેવા નીત હોય,
અરે મુરખ સબ બાવરે કયાં રહે હો તુમ સોય.
તનમન ધન અરપણ કરો ગૌ માતા કે કાજ,
સદા સુખી રહો જગતમે ભોગો સ્વર્ગ કો રાજ.
સદા રહો સુખ ભોગતે ગૌ સેવક દીન રાત,
દાસ એહી માગત પ્રભુસે જોડ કે દોનો હાથ.

---

**મારા મનના માલીક મળીયારે થઈ પ્રેમવશ પાતળીયા—એ.**

કોઇ લાલ પ્રભુના આવોરે—ગાયોના પ્રાણ બચાવો.
રક્ષા અમારી જરૂર કરજો—મુંબઈ નગરીના વાસી,
હાલત દુઃખની પરકાશી—કાયા સીદને કુમલાવોરે-ગાયોના
બાળ બચ્ચાને સર્વ દુઃખોથી—મુકત સદા કરનારી
ગૌ માતા છે સુખકારી—કહી સૌને સમજાવોરે-ગાયોના
દહીં માખણ ઘી દુધ દેવાનું—કબુલ કરયું છે જેણે
પાપી ન સતાવો તેને—કરૂણા દીલમાં લાવોરે-ગાયોના
ખેતીવાડી ત્યાગ કરીને—પરતંત્ર થયા સૌ પ્રાણી
ખરા પુન્યઃની કરી કમાણી—ગૌ ચરણે શીશ નમાવોરે-ગાયોના
ગૌ માતાના પ્રતાપ બળથી—પુત્રો તમોને થાશે
પારણું તુરત બંધાશે—વહેતાં રૂધીરો અટકાવોરે-ગાયોના
તેત્રીશ કોટી દેવ રહયા છે—વિપુલ અંગમાં વ્યાપી
અમૃતનો ઝરો રહયો છે—કામધેનુ ને પાલોરે-ગાયોના
હરીદાસની નમ્ર વિનતી—ગાયોના પ્રાણ બચાવોરે
દુનીઆનો કષ્ટ નિવારો—પયની વૃષ્ટી વરશાવોરે-ગાયોના

ખડીયો મારો ખાલી, ચપટી કોઇએ ના આલી—એ રાગ.

જંગલમાં ચરનારી, શ્રી કૃષ્ણ ચન્દને પ્યારી,
મારા વ્હાલા, ગાયો તીરથનું સ્થાન છે—મારા વ્હાલા
પુજન અર્ચન ગૌમાતાનું પ્રેમ ધરીને કરીએ,
બે પૈસા જો હોય પાસમાં, ગૌમાતાને ધરીએ—મારા વ્હાલા
પાંચ દશ ઝુંદી ઘાસ ખાઇને, દુધ ઘણેરૂં આપે,
મન ગમતા ભોજન મળે છે, ગાયોના પરતાપે - મારા વ્હાલા
અનુભવ માટે કૃષ્ણ પ્રભુએ, ધેનુ લક્ષ ચરાવી,
ગૌ સેવાના પ્રતાપ બળથી, દહીં દુધની મોજ ઉડાવી—મારા વ્હાલા
માખણ ઘી ચોખુ મળવાથી, બુધ્ધીવાન થશો નામી,
કળા કૌશલ્યા વધસે તમમાં, સાચી એજ નીશાની—મારા વ્હાલા
પવીત્ર ગોવર ગાય તણું લઇ, ભુમી સ્વચ્છ બનાવે,
તે સ્થાનકમાં સકળ સિધ્ધિયો રૂમઝુમ કરતી આવે—મારા વ્હાલા
બંસીધર ગોપાળ કૃષ્ણને, ગૌમાતા છે વહાલી,
એક મુઠી અર્પણ કરશો તો, જમે થશે ત્યાં પાલી—મારા વ્હાલા

## મનહર.

શું કહુ કથની મારી આજ-શું કહું કથની મારી.
હું તો આ સંકટથી હારી આજ-શું કહું કથની મારી—ટેક.
વાછરડાને દુર કરીને—દુધ મધુર દેનારી
તો પણ મુજપર જુલમ ગુજારે-શું છે ભુલ અમારી—આજ ૧
રૂષ્ટ પુષ્ટ સો થઈને ફરો છો-તે મુજ દુધને આભારી,
તે છતાં મુજ રક્ષણ માટે-થાયે છે બે દરકારી—આજ ૨.
મુજ પુત્રોનું ખેતી માંહી-કામ પડે છે ભારી,
તે વીણ ઉત્તમ ખેતી ન થાયે-નીશ્ચય લેજો ધારી—આજ ૩.
સર્વ સુખોની દાતા હું છું-વાત જુવોને વીચારી,
અન્ન વસ્ત્ર પય ઘૃત દેનારી-તેને નાંખો કેમ મારી—આજ ૪.
માંસાહારનો ત્યાગ કરીને-બનો અન્ન ફલહારી,
તેથી તમારો વંશજ વધસે-થાશો સો સુખકારી—આજ ૫.
માર્ગમાં કોઇ મુજને જુવે-નમન કરે નરને નારી,
મુજ કંઠો કાપવા માટે-કોણ કરે છે તૈયારી—આજ ૬.
બ્રાહ્મણો સૌ બોધજ આપો-જે કેમ બન્યા સૌ અધકારી,
સત્ય રૂપી માર્ગ બતાવો-એ છે ફરજ તમારી,—આજ ૭

ક્ષત્રીઓ સૌ પાલો અમને-હું છું બલ બુદ્ધી દેનારી,
ગો માતાના સંકટ સર્વે-દુર કરો સૌ વીચારી—આજ ૮.
ખેતી અને ગા રક્ષણુ કરશો-વૈસ્યનો ધર્મ વીચારી,
તોજ વણુજ વેપાર સુધરશે-ધન ધાન્યથી વૃધી તમારી—આજ ૯.
ગૌ સેવા સૌ ક્ષુદ્રા કરીને-વૃત લેજો સૌ ઉર ધારી,
શ્રેય થશે તેથી તમારૂં-નિશ્ચય મનમાં વીચારી—આજ ૧૦.
હરીદાસ એ અરજ કરે છે-વીચારો એ નરને નારી,
ગાય માતાનું પાલન કરીને-ગઉચર લેજો સૌ સંસારી—આ જ૧૧

---

ક્યાં ગઇ બંસી તારી—રે હરી ક્યાં ગઇ મુરલી તારી
જે મુરલીથી ગોધન ગોપી—સંકટમાંથી તારી....રે હરી.
ગૌ બ્રજવાસીનું રક્ષણુ કીધું—કંસાસુરને મારી....રે હરી.
હાલ કલીમાં ગૌવધ ચાલે—ઉંઘ લ્યો છો ગીરધારી....રે હરી.
સંખ ચક્રને ગદાપદ્મ લઇ—કરો ગરૂડપર સ્વારી...રે હરી.
ગૌમાતાનું રક્ષણુ કીધું—ગીરી ગોવરધન ધારી...રે હરી.
હે પ્રભુ હવે જાગૃત થાઓ—કલી અમને સતાવે ભારી....રે હરી.

## કવ્વાળી.

અરે ઓ હિંદના બેટા અમારૂં હીત ચાહનારા.
બનીને સુસ્ત કયાં બેઠા અમારૂં દુધ પીનારા. ટેક.
અમારા માંસને માટે કશાઇઓ કાપે છે અમને,
અમારી દીનની ફરીઆદ નથી દરકાર પણ તમને. ૧
અમારા બાળ તરછોડી તમોને દુધ તો દઇએ,
અમારા દુઃખની વાતો કહોને કયાં જઈ કહીએ. ૨
તમારા બાપ દાદાઓ અમોને માન દેતાતા,
માનીને ગાય માતા સૌ સેવા અમારી કરતાતા. ૩
તમારા શાસ્ત્રના લેખો તપાશો હિંદીઓ પ્યારા,
ઘણું છે પાપ ગૌ વધથી તપાસો ઉપકારો અમારા. ૪
અમારૂં ટંકનું ભોજન તમારા પાન સોપારી,
તમારા ટંકના ભોજનથી હજારો ગાય બચનારી. ૫
જગતના લોક સારા રક્ષણનું કામ કરનારા,
હીંદના હીંદીઓ એવા મુકી દીધી ગૌ વીપ્રની સેવા. ૬
તપાસો ગાયોના કષ્ટો દુઃખોથી આભ ટુટયા છે,
અમુલ્ય છે ગાયની સેવા હરી હરદમ પોકારે છે. ૭

---

# ગૌમાતાની સ્તુતિ.

## ચાલ (આરતી.)

જય જય ગૌ માતે, પ્રભુ જય જય ગૌ માતે (પ્રભુ) જય જય
સુરનર મુનીવર—તવ સેવા કર હર શાતે—જય જય ગૌ માતે.
તેત્રીશ કોટી દેવ વસે છે—ગૌ માતાના અંગે (હે પ્રભુ) ગૌ માતા.
ગ્રીવે વસે છે વિષ્ણું—પૃષ્ટે વળી બ્રહ્માદીં (જય જય)
ગોર દુઃખ મૃત્યુ સમેનું—જતાં અટકાવે યમ દ્વારે (પ્રભુ)
સેવક જનને પુછ પકડી—વૈતરણીને તારે (જય જય ગૌ માતા)
જય ગોપાલ બોલે સબ—હિંદુ મીલ માતે (પ્રભુ) હિંદુ.
મુખસે બોલે પણ—કર્મ નહીં કરતે (જય જય ગૌ માતે)
કૃષ્ણ ગૌ પુજનકર—પદરજ સીરધારી (પ્રભુ)
મીલા ગોપાલ પદ—અરૂ, બંસી મુખ ધારી—જય જય ગૌ.
ભારત આરતી બોલો—જયકાર તબી હોગી (પ્રભુ જય)
હરીદાશકા એહી કેના હે—જબ ગૌ સેવા હોગી—જય જય.

———

# ગાયોના પ્રાણ બચાવવા વીશે.

## લાવણી.

અરે ઓ સુણો નરને નાર ગાયોના પ્રાણ બચાવો યાર,

ગરીબમાં ગરીબ પ્રાણી છે આ જુવો જગતમાં ગાય,

દુનીઆના લોક ગણે છે જેને પોતાની માય—અરેઓ.

નહીં કરે છે હાંણી કોઇની નહીં કરે બદકામ,

નહીં રાખે છે બુરી ચાલ નહીં કરે બદલામ—અરેઓ.

ગાય જેવો નહીં નીર્દોશ પ્રાણી દુનીઆમાં છે એક,

મુંગે મોઢે દુધ દીએ છે નેકી પણામાં નેક—અરેઓ.

મુંગી માતાપર પડે છે છુરી જુવો આંખોને ખોલી,

પ્રભુ તરફ તે જોઈ કરીને માંગે રક્ષણની બોલી—અરેઓ

દુનીઆમાં અનેક મહઝબો અનેક જાતનાં દીન
નથી કોઇનાં ધર્મની અંદર ગાયપર જુલમનો એકોન—અરે

ગાય આપે છે તમો સર્વને મન માનતા ખોરાક,
કહું છું જેનું ખ્યાન તમોને સુણો દુનીઆના લોક—અરેઓ.

પહેલું મલે છે દુધ સર્વને સુણો મારા મહેરબાન,
નાનાં મોહટાં સૌ પીએ છે કરો નહી કુરબાન,—અરેઓ.

પુસ્ટી કૌવત મલે સર્વને સૌ માનો તેનો આભાર,
જરણુ પરણુને મરણુ વેળા ચાલે નહીં સંસાર,—અરેઓ.

બીજું મલેછે દહીં માખણુને ઘીનો બનેછે ગાર,
શ્યાણુા થઇને શ્યાણુપત રાખી રાખો ગાય પર પ્યાર,—અરેઓ.

ઘી વીનાનું ખાનુ નકામું નકામાં છે શાકપાન,
ઘી વીનાની રોટી નકામી નકામાં છે પકવાન,—અરેઓ.

ગાય જણે જગમાટે બેટા સમજો જેનાં નામ,
નામ છે જેના બેલને ગોધા કરે દુનીઆના કામ,—અરેઓ.

બેલ ગોધાઓ કરે તમારી ખેતીવાડીનું કામ,
ઘાસ ખાઈને આપે તમોને અન્ન ધનને વળી દામ.—અરેઓ.

બેલ વીનાની ખેતી નકામી નહી ચાલે આ સંસાર,
બેલ વીનાનું કાજ નકામું વળી નકામુ રોજગાર,—અરેઓ.

ગાય આપેછે આ જગ માટે અનેક આવા સપુત,
જરથોસ્તી અને હિંદુઓને જોઇએછે ગઊમુત,—અરેઓ.

કહે અરદેશર સમજો શયણા ભાઇ બેહેનો સંગાત,
ગાય માતાએ કીધાં ઉપકારો પુત્રોની સંગાત,—અરેઓ.

પેગંબર જરથોસ્ત સાહેબનો બચાવ્યો જેણે જાન,
ચાર પગની વચમાં રાખી આપ્યો પોતાનો થાન,—અરેઓ.

ઈનસાન રાખીને જેણે કીધું છે ઈનસાનીનું કામ,
પારસીઓમાં રહ્યું છે ગાયમાતાનું નામ—અરેઓ.



## સૌ જગતનો કલ્યાણ ઇચ્છવા શારૂ

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનુ કરો કલ્યાણ
નરનારી પશું પક્ષીની સાથે (૨)
જીવ જંતુંનું તમામ—દયાળુ પ્રભુ સૌનુ
જગના વાસીઓ સૌ સુખ ભોગવે (૨)
આનંદે રહી આઠો જામ—દયાળુ પ્રભુ સૌનું
દુનિઆમાં દરદ દુષ્કાળ પડે નહીં (૨)
લડે નહીં કોઇ ગામ—દયાળુ પ્રભુ સૌનું.
સર્વ જગે સુખકારી વધે ને (૨)
વળી વધે ધન ધાન્ય—દયાળુ પ્રભુ સૌનું.
કોઇ કોઇનું બુરૂં ન ઇચ્છે (૨)
સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ પ્રભુ સૌનું
પોત પોતાના ધર્મ પ્રમાણે (૨)
સવ ભજે ભગવાન—દયાળુ પ્રભુ સૌનું.



# ગાયોનો રક્ષણ કેમ થાય તેની યોજના.



ગાયોની રક્ષા કેમ થાય, અને થતો વધ કેમ અટકે; હીન્દુસ્થાન સુખી કેમ થાય અને આપણામાં બળ બુદ્ધિ વીર્ય અને પરાક્રમો કેમ વધશે, આપણે જેને ધર્મ જીવદયા અને પ્રાણી રક્ષણ સારૂં લાખો કરોડો રૂપીઆ ખરચીએ છીએ છતાં તેનું શારથક થતું નથી અને તેના સારૂં આપણે અત્રે માલ ઉપર ધરમાઉ તથા લાગા નાખીને કરોડો રૂપીઆ એકઠા કરીએ છીએ છતાં તેનો ઉપયોગ આપણે વ્યવસ્થાસર કરતા નથી, તેના પરીણામે કોઈ ફળીભુત થતું નથી. તેથી આપણે ગોરક્ષણ સેવાસમાજમાં સભાસદ થઇ આપણે તેમાં વખતને અને તન મન અને ધનનો ભોગ આપી નીચે લખેલા કલમોપર વિચાર કરીને જો કાર્ય કરીએ તો સર્વત્ર સારાં કાર્યો થાય તેનો દાખલો શેઠ મથુરાદાસ વસનજી ખીમજીએ પશુ સંઉરક્ષણ ફંડ ખોલી અહમદ નગરમાં દુકાળ પડવાથી મોટી રકમનું ફંડ કરીને લગભગ ૭૦૦૦ ઢોરોનો બચાવ કરીને તે ઢોરો અહમદનગરવાળા શેઠ

માણેકચંદ કીશનલાલ મોથા અને બીજા સદગ્રહસ્થોની દેખરેખ નીચે નવ કેમ્પો ખોલીને તે ઢોરોને સારી સ્થીતીમાં લાવી પાછા ત્યાંના ખેડુત વર્ગને કીમતે વેચી અને તેની પાસેથી બોંડ લખાવીને આપ્યાં તેથી પાછી મોટી રકમ ઉતપન થઇ તેથી દરેક ઠેકાણે એમ આપણી શાખાઓ ખોલી સેક્રેટરી નીમી સભાસદ કરીને કામ કરવું જોઇએ તેથી આ ફારમ વાંચી તરત સભાસદ થાઓ અને જેમ દીલીપ રાજાએ ગાયની સેવા કરી ઇચ્છીત વરદાન મેળવી રઘુકુળ ચલાવ્યું તેમ આપણે પણ વર્તીએઃ—

૧ દેશદેશાવરોમાં ગોરક્ષણ સેવાસમાજના સભાસદો કરવા અને દરેક ઠેકાણે સેક્રેટરી નીમી ત્યાંના માહાજન સાથે રાખીને કામો કરવાં.

૨ દેશદેશાવરોમાં જયાં પાણીનાં સાધનો મળી શકે ત્યાં ગૌચર જમીનો પડે અથવા વેચાતી લેવી.

૩ દેશદેશાવરોમાં જેમ જેમ આપણી પાસે સાધન થતાં જાય તેમ સારાવખતમાં સસ્તું ઘાસ તથા કડબ ભરી રાખવી.

૪ દેશ- દેશાવરોમાં ઉપદેશકો મોકલવા અને ગાયોમાં જે ગુણો છે તે સમજાવવા તેની ઓલાદો સારી કરવા વિષે અને તેમાંદુધનો વધારો કેમ થાય તેનાં બચ્ચાંઓ સારાં કેમ થાય વીગેરે સમજાવી અને જે કસાઇઓને ઢોરો ન વેચે તેને સસ્તું ઘાસ આપવું અને ગઉચર જમીનોમાંસેજ લવાજમ લઈ ઢોરો ચારવા આપવા અને ખેતવાડી સારૂ બી આપવા અને તેની પાસેથી પાછા સવાયા લેવા અને ઢોર કસાઇને વેચવા નહીં એવો ગામના પટેલ તથા પંચની શાખ લઇ તેની પાસેથી લખાવી લેવું.

૫ આપણા તરફથી શહેરે શહેરમાં ગઉશાળા ખોલવી અને જે ધણીઆઓ પોતાની પાસે સાધન ન હોવાથી અથવા પોતેપાળવા અસમર્થ હોય તે ગઉશાળામાં આપી જાય અને તે ઢોરોને સારી હાલતમાં સુધારી સારા સાંઢો રાખી તેનીઓલાદો સારી કરીને પાછા તે ઢોરે જે કસાઇને બજારમાં વેચે નહી તેવાઓને કીમત લઇ બોંડ લખાવી આપવા અને જેમ વાઇમાં ચૌદે મહારાજ કરે છે.

૬ ગૌશાળાને નિભાવવા સારૂ ગામનાં પંચ ભેગા કરી તે દ્વારાએ ગામમાં માલ ઉપર તથા ઘર ઉપર વીઘા વઘાણે વીગેરે લાગા નાખવા ને કમીટી નીમવી.

૭ ગૌશાળાના ઢોર ખેડુતોના ખેતરમાં ખાતર સારૂ બેસાડવા અને તેની પાસેથી ઘાસ ચારો લેવો. અને ગઉશાળાનું ખાતર આપણે ઘાસ ચારો ઉગાડવા ખેતવાડી કરવી તેમાં નાખવું અથવા તે ખાતર વેચવું.

૮ ગૌશાળાના ઢોરો સારૂં છાપરાં બાંધવા અને જમીનો લેવી. ગઉચર તથા ઘાસચારો ઉગાડવા પોતાનીજ જમીનમાંજ ઘાસચારો કરાવવો અને ખેડુતો સારૂ બીજ સારૂ થોડો થોડો દાણો ઉગાડવો અને કુવા અવાડા કરાવવા.

૯ દેશદેશાવરોમાં પાંજરાપોળ હોય તેના સારૂ આપણાથી બનતી મદદે સારા વેટરનરી ડાકટરો તથા ઓલાદો સારી કરનારાઓ વીગેરે પગારદાર રાખી તેની તપાસ કરીને તેમાં શું શું સુધારા કરવાની જરૂર છે તે સુધારા

કરાવી સારા સાંઢા રાખીને સારી ઓલાદો કરી ગઉ-
શાળાના રૂપમાં ફેરવી નાખી સુધરાવવી.

૧૦ મોટા મોટા શહેરોમાં શેરો કાહાડી સારી રીતની અને
ચોખા દુધની ડેરી ફારમો કાડવી અને ડેરીના ઢોરોની
ઓલાદ સુધારવાને જયાં સારા સાંઢા મલતા હોય તે
મંગાવી અને ઓલાદો સુધારવી અને તેમાં દુધ જેમ
વધારે થાય એવી રીતના ખોરાકો આપી અને ઉપર
દેખરેખ રાખવા સારૂ અનુભવી ડાકટરો તથા મેનેજરો
રાખીને કામ લેવું અને અને તે ડેરીના ઢોરો માટે
ઘાસ સારૂ તથા ચરવા સારૂ જમીનો લઈ તેમાં સારા
ઘાસ ચારા કરીને ઉપયોગમાં લેવા અને દુધ નાના
બચાઓ સારૂ તથા શેરહોલ્ડરો સારૂ સસ્તી કીમતે આપવું
જેમ હાલ મુંબઇમાં મડમની દાએરીમાં અપાય છે.

૧૧ મુંબઇના તબેલાઓમાં પાખટ થએલ ઢોરો તથા નાના
બચ્ચાંઓ દુધના લોભ સારૂ વેચે છે. અથવા પાંજરાપોળ-
માં મુકી જાએ છે તથા મારી પણ નાખે છે, અને તેને ખા-
વાપીવા આપતા નથી, તેથી તેના સારૂ પાણીના સાધનો

કરી, ને ચરવા સારૂ જમીનો લઇ, તેની ઉપર સારી દે-
ખરેખ રાખે, અને તે ઢોરોને સારાં કરે એવા માણસોથી
કામ લઇને સુધરાવવાં અને તે ઢોરો પાછાં ડેરીમાં અથવા
ખેતીવાડીવાળાને અથવા પાળવાવાળાને કીમત લઇને આ-
પવા અને આપણી શરતના બોંડ લખાવી લેવા.

૧૨. મંડળ તરફથી સારા વેટરનરી ડાકટર તથા સારા રબારી
તથા ડેરીનુ કામ કરેલાં માણુસો તથા સારા વ્યાખ્યાનકા-
રો તથા ગઉરક્ષણમાં ઊરમી ધરાવનારા માણસો પગારદા-
ર રાખીને તેની મારફતે જયાં કામ પડે ત્યાં કામ લેવું અ-
ને સરવે ઠેકાણે ફરી જયાં ગેરવ્યવસ્થા હોય ત્યાં સુધરાવવી
અને ગામડાના લોકોને સમજાવવા અને જયાં દવા વીગેરે-
ની જરૂર હોય ત્યાં આપવી અને એક દેશના સાંઢો બીજા
દેશોમાં મોકલી એ.લાદે સુધરાવી ને દુધમાં વધારો કરાવ-
વો અને જયાં સારા સાંઢો મળે ત્યાં ખરીદ કરવા જેમ અ-
મેરીકાવાળા તથા બ્રાઝીલવાળા અત્રેના ઢોરો ખરીદ કરીને

તેજ ઢોરોને સુધારી પોતાના દેશનાં ઢોરો જેવાં વધારે દુધ આપતાં કરે છે તેનો દાખલો હાલમાં અત્રે મહુ છાવણીમાં અમેરીકન સાંઢો મંગાવી આપણા દેશની સીંધી ગાયોની ઓલાદ સુધારી તેજ ગાયોમાં રોજના ૬૦ થી ૮૦ રતલ દુધની ગાયો કીધી છે અને તેનું દુધ હાલમાં દરેક મીલી-ટરી ખાતાને પુરૂં પાડવામાં આવે છે.

૧૩. મોટા મોટા સેહેરોમાં ઢોરોનાં પ્રદર્શન ભરીને જે સારાં ઢોરો રાખે તેને ઈનામો આપવાં અને ચાંદ સાથે સરટી-ફીકેટ આપવી.

૧૪. મુંબઈમાં આઠ દહાડે અથવા પંદર દહાડે જયાં સગવડ બને ત્યાં જુદે જૂદે ઠેકાણે સભાઓ ભરવી ગાયોના વીશ-ય ઉપર ભાષણો આપવા કે પુરાણ અને ગીતાના દીલીપ તથા અરજુન વીગેરેના અને આરથીક રીતે ગાયોમાં શું શું ગુણો છે તે વીશય ઉપર પરદેશના આવેલ હોય તેણે અને બીજાઓએ વ્યાખ્યાનો આપવાં અને એ વીશયની ચોપડીઓ તથા લેખો છપાવવા.

૧૫ મુંબઈમાં અથવા દેશદેશાવરોમાં અ પણા સ્વયંમસેવકો કરવા અને તેને અપણા ચાદો આપવા અને જયારે સભા વીગેરે જે કાંઈ પણ કામ હોય ત્યારે તેમાં મદદગાર થાય હાલમાં આપણી બીજી દરેક કામના સ્વયંમસેવકો થાય છે પણ આપણી જે જગત જનનીના કામ સારૂ સ્વયંમસેવકો પોતાની મેળે ઉમેદથી નથી થતા એ ઘણી દીલગીરીની વાત છે તેમ ન થતાં પોતાની મેળે પોતાનુ કરતવ્ય સમજી સેવક થાઓ તો આપણે ઘણુંજ સારૂ કામ કરી શકીશું.

૧૬. મુંબઇમાં અથવા દેશદેશાવરોમાં માલ ઉપર જે ધરમઉ લેવામાં આવે છે તે ધરમાઉ તથા વેપારીના તરફથી અંગત પોતાનીમેળે ધરમાઉ કાડે છે તે ધરમાઉ અને પોતાની પાછળ વીલમાં તથા ઉમેદથી જે ધરમાઉઓ કહાડે છે તે ધરમાઉના હક જે માલ પેદા કરે છે અને ભાવ લઈજા કરે છે તેનોજ હક છે ત્યારે તે કોણ કરે છે

તે એજ ઢોરો કરે છે તેના સારૂ આજ દીન સુધી કોઇએ સદાવ્રત ખોલ્યુ નથી તેથી એવા ખાતા મારફતે ગઉચર જમીન તથા ઘાસ ચારો લઇને ઢોરો સારૂ સદાવ્રત ખોલે તો ગણુંજ પુન્ય થાય એમ છે તેથી જેને એવી રીતે કરવું હોય તેણે આવા ખાતામાં સભાસદ થઇ પોતેજ કામ કરતા થાઓ ને એ ખાતાને સારી રીતે ઉ-તેજન આપો.

૧૭. આ સમાજમાં જેણે સભાસદ થવું હોય તેણે થવું. અને કાર્યવાહુક કમીટીમાં સભાસદ થવું હોય તેણે કાર્યવાહુક લખીને જણાવવું. તો તેની નોધ લેવામાં આવશે અને ઉપર લખેલી કલમોમાં કાંઈ સુધારો કરવો હોય અથવા તેથી કાંઇ વધારે સુચના આપવી હોય અથવા મારી સાથેરૂબરૂ મળવું હોય તેને દીન ચારમાં લખી જણાવવું, તો તેની ઊપર લક્ષ આપવામાં આવશે, અને એ કામ જો આપણી મહાસભા ઉપાડીલે તો ઘણુજ સારૂં કામ થાય, તેમ છે તેથી માહાસભાના કાર્યવાહુક તે

પર લક્ષ આપશે એવી આશા છે. અને આપણી દરેક જણની ફરજ છે કે જેના લીધે આપણું જીવન છે તેનાં સારૂં આપણે આમાં સભાસદ થઈ તેના રક્ષણનાં કાર્યો ઉપાડી લઇએ તેથી સાચા થઈ આમાં સભાસદ થાઓ.

**જેની લાઇફ સભાસદની ફી રૂા. ૧૫] ઓરડીનરી**

**સભાસદની વારસીક ફી રૂા. ૧]**



